શ્રી

# ભીષ્મ પ્રતિજ્ઞા

## નાટકનાં ગાયનો.

-શિક્ષક ખંડેરાવ માનાજી પવાર-સુરત.
( સતીવૃંદાના લેખક )

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—
ઘેલાભાઈ દોલતરામ દલાલ.
ટ:-શ્રી નવીન દેશી નાટક કંપની લીમીટેડ

—: પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું :—
પ્રીન્સેસ થીએટર સ્ટેશનરોડ-સુરત.

ત ૧૯૭૫ આવૃત્તિ ૧લી પ્રત ૨૦૦૦ સને ૧૯૧૯

કિંમત ૦-૩-૦ ત્રણ આના.

॥ श्री गणेशायनमः ॥

# ભીષ્મ પ્રતિજ્ઞા નાટકનો ટુંકસાર.

## મંગલાચરણ.

**પ્રવેશ પહેલો**—સ્થળ ભાર્ગવરામનો આશ્રમ—ભાર્ગવરામને ત્યાં વિદ્યાર્જન કરવા રહેલ, ગાંગેયનું પોતાના સહાધ્યાયી સાથે કુદરતનું અવલોકન કરવું. આકાશમાં મેઘ ધનુષ્ય જોઇ ગાંગેયનું તેને અસ્ત્ર મારી છિન્નભિન્ન કરી નાંખવું. ઇંદ્રનું કોપાયમાન થવું. ગાંગેય સાથે યુદ્ધ, ઇંદ્રનું હારી જવું, ભાર્ગવરામનું આગમન, ઇંદ્રનો બચાવ. ટેબ્લો—

**પ્રવેશ બીજો**—મદનસીંગ સાથે નવ વિવાહિત થએલ આશાવરીની છોકરી ધનાશ્રીનું વહેલા વહેલા લગ્ન કરી દેવાનું જણાવવું. ચંપાગઢની જાગીરી પોતાને મળનાર તેની લાલચ આપી ધનાશ્રીને સમજાવવું. ધન લોભી આશાવરીના મનસ્વી ઝગડા, અને મદનના કાકા ધમસાણસીંગને મળવા ચંપાગઢ જવું. ધનાશ્રી તથા મદનસીંગનો કૈત, અને છુપી ગોષ્ટી.

**પ્રવેશ ત્રીજો**—ગંગા કિનારો—પૃથ્વી પુત્રી ગૌરી ને સાહેલીઓ ગંગાપુત્ર ગાંગેયનું ગંગા પ્રવાહને અટકાવવું, પરાક્રમ જોઈ ગૌરીનું મોહિત થવું, અને તેનેજ

વરવા પ્રતિજ્ઞા લેવી. શિકારે નીકળેલ શાંતનું. ગાંગેય સાથે યુદ્ધ કરવાની તૈયારી. ગંગા પ્રાગટ્ય. પરસ્પર પિછાન. પિતા પુત્રનો મેળાપ. ગંગાનો આશીર્વાદ. અલોપ થવું.

**પ્રવેશ ચોથો**—લડાઈમાં પોતાના કાકા ધમસાણુસીંગના મરણુની વાત સાંભળી મદનસીંગ તથા ધનાશ્રીનું ખુશ થવું. આશાવરીના ફેરવાતા વિચારથી વધુ ખુશાલી.

**પ્રવેશ પાંચમો**—દરબાર–ગાંગેય, યુવરાજ પદવીને જમના કિનારે ચાંચીઆના જુલમથી ત્રાસેલ વણીકોની ફરિયાદ. યુવરાજ ગાંગેયને રાજ્ય કારભાર સોંપી શાંતનુ મહારાજનું ચાંચીઆને સંહારવા જવું.

**પ્રવેશ છઠ્ઠો**—ધનાશ્રીને પરણુવાની આશાઓ ને આશામાં લઢાઈપરથી છુપા વેશે નાસી આવેલ ધમસાણુસીંગ વાત છુપી રાખવા પોતાના નોકર પીલુને સખત તાકીદ આપી પોતે આરામ લેવો. મદનસીંગનું વારસો લેવા આવવું. ઘોંટાળો. ધમસાણુસીંગને ઠગ ઠરાવી ઘર બહાર કાઢવો.

**પ્રવેશ સાતમો**—ગૌરી તથા છુપા વેશે નગરચર્ચા જોવા નીકળેલ ગાંગેયનો મેળાપ. રમત રમવી. ગાંગેયનું હારવું. પૃથ્વીનું પ્રગટવું. ગૌરીને પૃથ્વી પુત્રી તરીકે ઓળખ. ગાંગેયનું વિસ્મય થવું. પાંચ દેવોનો ગૌરીના હાથે ઉદ્ધાર થવો. પરસ્તાન. ટેબ્લો.



# અંક બીજો.



પ્રવેશ પહેલો—જમના કિનારો-મત્સ્યગંધાનું હોડીમાં જમના પૂજને આવવું. હોડીનું કિનારે અટકવું. ચાંચીઆને મારી, શાંતનુનું નદી કિનારે સહેલગાહે આવવું. મત્સ્યગંધાને જોઈ મોહિત થવું. હોડી પાણીમાં ઉતારવા મદદ કરવી. પરસ્પર પ્રેમ. છુટા પડવું. નાગદેવનું મત્સ્યગંધાપર મોહિત થવું. સંકટમાંથી બચાવવા મત્સ્યગંધાની શાંતનુ ( સુકાની )ને વિનંતી. ગરૂડાએ મારી મત્સ્યગંધાનો નાગદેવથી બચાવ. વધુ ઉપકાર. ટેબ્લો.

પ્રવેશ બીજો—ધનાશ્રી તથા ધમસાણુસીંગ. ખોટી લાલચો આપી ધનાશ્રીને લલચાવવી. ધનાશ્રીનું એકનું બે ન થવું. મદનસીંગનું પોતાના કાકાના દોસ્ત ખીમચંદના વેશમાં આવવું. ધોંટાળો. ધનાશ્રીને નસાડવી. ખરા ખીમચંદનું આવવું, અને પોકળ ફુટવું. ધમસાણુનો પશ્ચાતાપ.

પ્રવેશ ત્રીજો—મત્સ્યગંધાની વિરહ-વેદના. તેના પાલક પિતા માછીરાજનું આવવું અને પોતે પસંદ કરેલ માછી સાથે પરણાવવાની સમજાવટ. મત્સ્યગંધાનો સુકાનીનેજ

પરણવાનો દૃઢ નિશ્ચય. પરસ્પર તકરાર. મત્સ્યગંધાની પ્રભુ પ્રાર્થના. એક માછીનું આવવું. મત્સ્યગંધા પાસે પ્રેમ માગણી. તીરસ્કાર, બળાત્કાર, શાંતનુથી બચાવ. ટેબ્લો.

પ્રવેશ ચોથો—ગૌરી તથા સખીઓનું ગંગાકિનારે વ્રત માટે જવું. પરસ્પર વિનોદ.

પ્રવેશ પાંચમો—ગંગાકિનારે અતિથિને જમાડ્યા સિવાય નહિ જમવાની ગૌરીની અડગ પ્રતિજ્ઞાની પરીક્ષા. સૂર્યનારાયણનું પ્રાગટ્ય. તપસ્વીનો આશીર્વાદ. "દયા ધર્મનું મૂળ છે" એ સુત્રાનુસારે ગંગામાં પડેલા પક્ષીઓનો ગૌરીથી બચાવ. કૃષ્ણનું પધારવું. આશીર્વાદ.

પ્રવેશ છઠ્ઠો—મત્સ્યગંધાના પ્રેમમાં લુબ્ધ થએલ શાંતનુ પુત્ર ગાંગેયનું મળવા આવવું. પિતાનું દુઃખ જાણવા પુત્રની હઠ. ખરા કારણનું જાણવું. અને પિતૃ ભક્તિ બજાવવા અડગ નિશ્ચય

પ્રવેશ સાતમો—મદનસીંગ તથા ધનાશ્રી આશાવરી તથા ધમસાણસીંગનું ધનાશ્રીને સમજાવવું. મદનસીંગનું સિપાઈના વેશમાં ધમસાણને ખોળતા આવવું. ધમસાણનું ગભરાવું જીવ બચાવવા ખાતર પોતે ખરો ધમસાણ નહિ હોવાનું જણાવવું બાજીનું ઉલટાવું ધમસાણને કેદ કરવો.

પ્રવેશ આઠમો—દરબાર ગાંગેય તથા માછીરાજ. ગાંગેયની પોતાના પિતા માટે મત્સ્યગંધાની માંગણી. ખરા પિતૃ ભક્તનો આબેહુબ ચિતાર. માછીરાજની માગણી કબુલ રાખવા, અને પિતૃધર્મ બજાવવા ગાંગેયની જીંદગી પર્યંત બ્રહ્મચર્ય પાળવાની 'ભીષ્મ પ્રતિજ્ઞા' કીર્તિ દેવીનું પ્રાગટ્ય. આશીર્વાદ —ટેબ્લો—



# અંક ત્રીજો.



**પ્રવેશ પહેલો**—વિરહ વ્યાકુળ ગૌરી-યુવરાજે લીધેલી ભીષ્મ પ્રતિજ્ઞાની સખી મારફતે ખબર. આશામાં નિરાશા. શાંતનુ મહારાજને પોતાની બીના થઇતિ જણાવી ન્યાય માગવા ગૌરીનું જવું.

**પ્રવેશ બીજો**—શાંતનુ અને મત્સ્યગંધા. યુવરાજે લીધેલી ભીષ્મ પ્રતિજ્ઞાની વાત શાંતનુ મારફતે મત્સ્યગંધાએ જાણી, યુવરાજને પ્રતિજ્ઞામાંથી મુક્ત કરવા યુવરાજ પાસે બંનેનું જવું.

**પ્રવેશ ત્રીજો**—ભીષ્મ સ્વપ્નાવસ્થા-સ્વપ્નામાં ગૌરીનું દર્શન. માતપિતાનું આગમન. સમજાવટ વૃથા જવું. અડગ પિતૃભક્તિનો ચિતાર "ઇચ્છામરણીય" નો ભીષ્મને આશીર્વાદ.

**પ્રવેશ ચોથો**—મદન તથા ધનાશ્રી. મદનનું ધનાશ્રીના વેશમાં કાકાને પ્રેમમાં પાડવું. પોકળનું કુટવું. યમસાણુનો પશ્ચાતાપ. મદનને ધનાશ્રી સાથે પરણાવી માલ મિલ્કત સોંપી પોતે ભજન ભક્તિમાં દિવસ ગાળવાનો કરેલો નિશ્ચય.

પ્રવેશ પાંચમો—દરબાર-ગૌરી બ્રહ્મચારીના વેશમાં આપવીતી જાહેર કરેછે. યોગ્ય ન્યાયની જીજ્ઞાસા. શાંતનુની ભીષ્મને પુનઃસમજાવટ. એક વચની ભીષ્મની પોતે લીધેલી પ્રતિજ્ઞા નહિ તોડવા પિતાને આજીજી, અને ગૌરીને પોતાનું બાકીનું જીવન પ્રભુચરણમાં ગાળવા બોધ. પ્રેમીગૌરીની ભીષ્મને પોતાની લીધેલ પ્રતિજ્ઞામાં અડગ રહેવા વિનંતી, અને આજ્ઞાનું પાલન. ભીષ્મ પ્રતિજ્ઞાનું મહાત્મ. સર્વેનો આનંદ.

ત્રીજો અંક સમાપ્ત.



# મુખ્ય પાત્રો



## પુરૂષ વર્ગ.

ગાંગેય............(દેવવ્રત) (ભીષ્મ) શાંતનુ તથા ગંગાનો પુત્ર

શાંતનુ...........હસ્તીનાપુરના મહારાજા.

ઈંદ્ર..............સ્વર્ગનો રાજા.

માછીરાજ.....યમુના તટ વાસી, મત્સ્યગંધાનો પાલકપિતા

ધમસાણસીંગ..ચંપાગઢનો જાગીરદાર.

મદનસીંગ.......ધમસાણસીંગનો ભત્રીજો.

ભાર્ગવરામ, દેવો, શિષ્યો, પ્રધાન, રાજગુરૂ શ્રી કૃષ્ણ વગેરે વગેરે.



## સ્ત્રી વર્ગ.



ગંગા..........શાંતનુ મહારાજાનાં પત્ની, ગાંગેયની માતા.

ગૌરી..........શાંતનુ મિત્ર વીરધ્વજને પૃથ્વી દેવીથી
અવતરેલી પુત્રી.

મત્સ્યગંધા...માછીરાજને ત્યાં ઉછરેલી પારાશઋષિની કન્યા.

ધનાશ્રી.......મદનસીંગની માશુક.

આશાવરી....ધનાશ્રીની મા.

સખીઓ, કંચનીઓ, પૃથ્વી દેવી વગેરે વગેરે.



શ્રી પરમાત્મને નમઃ

# ભીષ્મ પ્રતિજ્ઞા નાટકનાં ગાયનો.

## મંગલાચરણ.

સુત્રધાર-બાળાઓ— (૧)

સમરૂં શ્રી રામ નામ.
ઘટઘટ વ્યાપી અજર અમર;
ઠામઠામ કરૂં પ્રણામ— સમરૂં.
રઘુકુલ ચંદ્ર શાંતિ દાતા,
પિતૃ ભકિત પૂર્ણ જ્ઞાતા
રટું હું નામ, આઠે જામ, તનથી, મનથી,
પ્રેમથી નેમથી દુઃખ વિશ્રામ
જાનકી પ્યારી નારી ગર્ભ ધારી
તજી વનમાં માયા મન આવરી.
ધન્ય તું, ધન્ય તે, ધન્ય જે, ધન્ય છે.
દિવ્ય તે, દિવ્ય જે સુખધામ— સમરૂં.

બાળાઓ— ૨

ધન્ય તે નેકી ટેકી પિતૃપ્રેમ ધારી,
પ્રભુસમ પ્રેમ ધરે, આજ્ઞા ન લોપ કરે

સુનીતિ પંથે ચાલે સદા સંભાળી, ભાળી—ધન્ય૦
પુત્રરત્ન ભુવનને સ્વર્ગ કરે
દુઃખ હરે, સુખ કરે
જાઉં એવા સુપુત પર હું વારી
જેણે નિજ કુળવેલી તારી
ધારી ધારી, પિતૃપ્રેમ ધારી—ધન્ય૦

ગાંગેય— ૩

ઉષા અલબેલી નભ આંગણુ શણુગારે
કુમકુમ કેરા પાથરણાપર રંગ વલ્લિકા પાડે
રાજસ હસ્તે ભાતભાતની ભાત ભલીભલી કાઢે-ઉષા૦
વિધવિધ રંગી મેઘમાળ તે ગુંથતી ઘડી પલકારે
બાલ રવિના સ્વાગત માટે બાંધે તોરણ દ્વારે-ઉષા૦
સુવર્ણ કેરૂં સજી પારણું બાલ રવિ પોઢાડે
મૂકગીત મલકાતે મુખડે, મંગલમય લલકારે-ઉષા૦

ધનાશ્રી— ૪

મારી ફૂળતીફુલતી યૌવનની વાડી,
રાખું હું કેમ સમાલીને.
આ જુવાની દિવાની થઇ ગઇ,
ક્યાં રાખું હું એને સંભાળીને.

અહીં જોબનીયું હુમલા કરંતું,
તહીં કંગન સરકી પડંતું.
તેની તપાસ કરવા જઉં તો,
આને રાખું હું કેમ સંભાળીને—મારી૦

### આશાવરી—ધનાશ્રી—મદન ૫

જા અંહીંથી જા કડક બંગાલી ગરીબ થતો લજવા.
પર દીકરીના ભવબાળુ, તું જા અહીંથી ટળી જા.
મદન આ કયારે, ધનાશ્રી લે ત્યારે.
શાને ઝખ મારે, ખાસડું લે ત્યારે—જા અહીં—
હાય હાય શું કરવા બેઠી, જીભ છેક શું મૂકે વ્હેતી.
સાઠી બુદ્ધિ નાઠી એની, રીસ રસીલા કરશોના—જા અહીં—

### ગૌરી-સખીઓ— ૬

આલી તું નીચી નજર કરી ચાલ, કાંટા ઘણા.
પેલી ખીલી જો મોગરમાળ, ભમરા ઘણા—આલી૦
રંગ બેરંગી ફૂલડાંશાં, કુદરતમાં ના મણા
પૂરાં મધુરાં ખીલ્યાં ફૂલ તુંમાં ચોગણાં.
ના છેડો, ના છેડો, આ છેડો તો છોડો
આ કેડો બસ છોડો, મુંઝાઈ બાઈ,
પેલી ચંપેલી આંબાની ડાળે, લાડે લાડ ઘણા,
ન રાખે મણા—આલી૦

ગૌરી-સખીઓ— ૭

કુંવારો કાળ બેન, ચિત્ત ચસકાવતો
મનમાં તરંગ બેન, કંઇ કંઇ કરાવતો— કુંવારો૦
મનમાં સંસારી સુખ અવનવા ઉપાડતો. છોડો એ વાતો,
કાં જીવ શરમાતો, કરમાતો, એ તો બહુ લજાવનો,
આવી આવી વાતલડી મુજને ખાય, ખાય, ખાય,
વાતે વાતે શાને શરમાઇ જાય, જાય, જાય,
આ તે કાળજડામાં કાંઈ થાય, થાય, થાય,—કુંવારો૦

ગૌરી— ૮

કુણુ કાળજડું આ નયન કટારે વ્હાલો વિંધતો.
આ કામણગારો, કુસુમ કળી તરછોડી શું જતો.
ભમરા તું હૈયાહાર, દીલદાર.
મૂકી પ્યાર, ના તું ઠગતો— કુણુ૦
નવ નવ પલ્લવ ત્યાં ખીલ્યાં,
નથી અમીરસ ઝરણાં ઝીલ્યાં,
રસીલાં રસીલી રસ ઝરતાં ઉર અકળાય,
રડી લળી લળી પડતી પાય,
સૌ રંગાવા મ્હાય— ભમરા૦ કુણુ૦

ગંગા-ગાંગેય— ૯

ભારત માતની કુખ બાળ, તું દિપાવી ખુશ થાજે.
રાષ્ટ્ર ધર્મ સ્વીકારી પ્રીતે સૌમાં પંકાજે.
દિવ્ય તું યશોગાન ગાજે— ભારત૦
માત પિતા તણું શ્રેય કરવા, મુજ જીવન ઉંચું ઘડવા
હિંદ જનનીને ઉદ્ધરવા છું તૈયાર સેવા કરવા ભારત૦

ધનાશ્રી— ૧૦

મારા ઉમળકા ઉભરાએરે વ્હાલા,
વારૂં વાલમ દીલ સ્હાય—મારા૦
બોલ તારા કાલા, રસિક મરમાળા
આંખના ઇસારાથી કંઈ કંઇ થઇ જાય. પ્યારા—વારૂં૦
મદન-ચાલ મતવાલી, નાજુક નખરાળી
રૂપ જોઇ હૈયું આ, પાણી પાણી થાય.
એ પ્યારી, મદન આ વારી વારી જાય—મારા૦

ધનાશ્રી— ૧૧

પોપટવાડીમાં પધારજો, લ્હેરી લાલા
મંદીરની સામે મકાન છે.
નીચે દેશી દારૂની દુકાન છે-લ્હેરી૦
ચંદુલખાનાનો માળ, મારી પાડોશમાં

કાકાકૌવાનું નિશાન છે-લ્હેરી૦
તબલા સારંગી સુર, હરતા મન કંઈકના
ધરકીટટુનું રમખાણુ છે-લ્હેરી૦
લાલ સમીસાંજ પહેલ, વહેલા પધારજો
હડતાળીઆનું તોફાન છે-લ્હેરી૦
ઉંચી નજર કરી ગાડી દોડાવતા
સુરતીલાલાની મ્હોકાણુ છે-લ્હેરી૦

ગાંનારીઓ— ૧૨

સખી સોનાનો સૂરજ
આપણુ ઘરઘર ઉગીયો—સખી૦
કુમકુમનું કરો તિલક નરવરને મંગળ
અવસર રૂડો આવીયો—સખી૦

મદન, ધમસાણુ વગેરે— ૧૩

ચોર, ચોર, જા અહીંથી હઠ, હે ઉજળા શઠ,
ઓ પરધનને હરવા વાળા, છે ફટ નફટ.
કુડાં કર્મો કરવા વાળા
પાપે પેટો ભરવા વાળા
મોઢાં તેનાં કાળાં કાળાં

સપડાયો હું ઘોંટાળે, મતિ થઇ કાણી,
આવ્યા ભૂલને ઉછાળે, ગળા સમેત પાણી,
રંગ ઝામ્યો બસ ખલાસ.
મવાલીઓનો દાદો, મેં ઓળખ્યો છે પાજી.
કાઢીશ નહિતું કાંદો; ચૌટે કરૂં હરરાજી.
ચોરોની મા માથા કુટતી, કોઠીમાં મોં ઘાલી રડતી.
તેવો છે આ હાલ—મવાલી૦

ગારી— ૧૪

પ્રીતમના રંગથી મારૂં, અચાનક દીલ રંગાયું છે.
અરે આ કામની સેના, હૃદયગઢ ઘેરીને બેઠી !
કુસુમ આ યુધના ઘાએ, હૃદય મારૂં વિંધાયું છે.
પ્રીતમના૦

સખી એ વૈદ બોલાવે, આ તાલાવેલી મટવાને
છુટે પ્રસ્વેદની ધારા, આ ચીર મારૂં ભિંજાયું છે.
પ્રીતમના૦

કદમ ના ઉપડે અહીંથી, નયન પંખી થયાં તરસ્યાં
રૂંવે રૂંવે રગે રગમાં, વિરહવારિ સીંચાયું છે.
પ્રીતમના૦

ગૌરી-ગાંગેય—　　　૧૫

હું વારી છબી નિહાળીરે
લીધું મુજ ચિતડું ચોરી, શરમ છોડી, પ્રીત જોડી
શાણારે-હું—વારી૦
ચંદ્ર તમે ને હું ચકોરી વાલમા
જાદુ ભર્યું તારી હંસની ચાલમાં
વૈખરી શી રઢિઆળીરે—　　　હું વારી૦
મધુરી નિર્મળ નારી, ગોરી ગુણીયલ રૂપાળી
દીધી સુધ મેં વિસારીરે—　　　હું વારી૦
કાવરી બાવરી થઈ ફરૂં જરા પડે નહિ ચેન,
રટયા કરૂં થઇ ચાતકી પીયુ પીયુ દિનરેન.
सर्वं अत्यंत गर्हितं ગૌરી,
બહુમાં વિઘ્નો અનેક છે—　　　હું વારી૦

ગૌરી-ગાંગેય—　　　૧૬

પ્યાસી હું તો વાલા પ્રેમીના દેદારની.
વાવા સતી શાણી સુંદરી સોહામણી.
જાણી જાણી પ્રીતિની જયોતિ,

ભૂમિ શૃંગાર મોતી,
બીજી મળેના ગોતી,
જીવનઆધારની— પ્યાસી૦
બાંધો બાંધો સારસ સમ જોડલી.
લાવો લાવો સંસાર સુખ હોડલી.
આવો સુજાણુ શાણી,
પાઓ પ્રીતિનું પાણી, દાસી તમારી જાણી.
અધીરી, થા ધીરી, તરસી તું પ્યારની— પ્યાસી૦

ટેકલો

# અંક ૨ જો.



મત્સ્યગંધા-સખીઓ—૧૭

શાણી સાહેલીરે, લાવો ફૂલવેલીરે
પ્રીતે રીતે પૂજન યમુનાનું કરીએ— શાણી૦
ચંદન અર્ચન દાસભાવથી દાતા માતાને ધરીએ
મોટો પ્રતાપ માનો જગમાં વિખ્યાત છે.
ટાળે સંતાપ સદા કરુણાળુ માત છે.
જાપ જીભે નીત ઉચરીએ
ભવ ભય વારણ, ભવ જલ તારણ
વિપત વિડારણ, પુણ્ય પ્રતિમા.
વાર વાર નમી માત, વંદીએ,
શુભ આશીષથી ભવ તરીએ— શાણી૦

મત્સ્યગંધા-શાંતનુ— ૧૮

વળજો વહેલા વ્હાલા અમદ્વાર.
પનોતા આ પગલાની વ્હાલા,
દીનદાસી, અભિલાષી, છું પ્યાસી
જોવા પ્રેમી દેદાર— વળજો૦

ભવદધીના માન્યા મારા પ્રાણ સુકાની, સુકાની, સુકાની,
દરશવિના મારી સ્થિતિ જાણુ દિવાની, દિવાની, દિવાની,
આ પંખિણી અપંગ થશે, પાંખ
વિનાની, વિનાની, વિનાની—પનોતા—૦

ધનાશ્રી— ૧૯

હું તો થાકી બાઇ લોકોના અણુસારે
કાંકરી લઇ મારે, સરર સિસોટી પાડે
બની હું તો બાવરી—હું તો૦
ચોળીમાં ચિત્ત ઘાલે, નીતંબ સામે ભાળે,
ગુલાબી મારા ગાલેરે, મનમાં ચુંબન દઇ ચાલેરે,
મદઘેલા થઇને મ્હાલેરે–બની હું તો બાવરી.
કોઇ વીર ચંદના પેંડા, કોઈ દેવશંકરની ઘારી
કોઇ કેળાપીઠનાં ભજીયાં, કોઇ લાવે ઘોડા ગાડી
છે વાયદાના સોદારે, હાજર આઇસ સોડારે
બનીહુંતો૦

ધમસાણુ— ૨૦

વહુ તું વાંકડીને રંગીલી ફાંકડી ગોરી ગોરી.
હીરાકણીની કંઠી ઘડાવું ને લાવું હું નવસેરો હાર,
ઓ ગોરી રંગ લાગ્યોરે— વહુતું૦

પાંચ પટાનો ઘાઘરો ફરતી મૂકું ઝુલ,
ઝાલરવાળું પોલકું'ને સાડી અણમૂલ— ર'ગ૦
ફૂલ બિછાવું પાથરણું, ને અત્તરનો છંટકાવ,
માગે તે મનગમતું આપું, આવ, આવ, આવ, ઓ ગોરી૦

ધમસાણ— ૨૧

હાય, હાય, બાયડીના યાર
થાય સદાય ખુવાર
મારા ધોળા મહીં ધૂળ ઘાલી— હાય૦
રૂપીઆ હજારો ગયા પાણીમાં મારા ! !
જીંદગી મારી બની અકારી ને દુઃખીયારી— હાય૦
અફસોસ, અફસોસ, ધુતારા ફાવી જાય— હાય૦

મત્સ્યગંધા— ૨૨

દુઃખમય સહુ સંસાર, રે લાગે.
વિપરીત આળ પંપાળ
માત પિતાની (૨) ગરજ ન સારે
હોય ભલે દીલદાર— રે લાગે૦
સ્વપ્ને સુખના પર આધીનને,
પળની શાંતિ નહિ દિનકરને.
ચાતકી તરસે, સ્વાતિ ન વરસે—દુઃખ૦

મત્સ્યગંધા— ૨૩

સુકાની મારા સંગીરે, આ ભવમાં,
હે ભીડ ભંજન, અરિ બળ ગંજન,
સંકટની સેના ચઢી જંગીરે—આ ભવમાં-
જાનકી જીવન, શિયળ નિભાવન
કરશો ના મુજને આશ ભંગીરે-આભવ૦
કમલ કળી કહી, ઉગે નહિ નહી
એતો સરોવરની છે ઉમંગીરે—આભવ૦

ગૌરી-સખીઓ— ૨૪

યુવતીની અંતરપીડા યુવતીઓ જાણે,
બબુચક એતો ના :પિછાને.
નાના વરશું લાડ કરંતાં, વ્હાલ ધરીને વળગી,
'ઓમાં' કહીને આઘો નાખ્યો, હુંતો ત્યારથી અળગી.
આઠ વરસનો સ્વામી મારો, મડે મીંઢળ બંધાયું,
લાડ લડાવે મનગમતા પણ તેમાં શું રંધાયું.
સરખે સરખી જોડ મળે મનમાની એક બીજાની,
સ્વર્ગ તણું સુખ છે તરણા સમ પરવા નહિ કશાની.

ગાંગેય— ૨૫

મહીમા મોટો છે તાત નામનો, વીરલા જન ગુણુગાય,
પિતૃ ભક્તિની સરિતા માંહે સદ્ભાગી કો ન્હાય—મહીમા૦
માત તાત કાવડમાં લઈને, ચાલ્યો શ્રવણુ કુમાર,
તીર્થ સ્નાન મનવાંછિત આપી ધન્ય કીધો અવતાર.
એક સુવાસિત વૃક્ષે આખું કનન મ્હેંકી જાય—મહી૦
સૂરજ પેટે પાકયો શનિશ્ચર, કુળ આખું લજવાય,
એવા કુળ દૂષણુ જન્મ્યા જાણી; પત્થર પણુ શરમાય.
એક વૃક્ષમાં અગ્નિ પ્રગટે વન આખું પ્રજળાય—મહી૦

ધનાશ્રી— ૨૬

લહેરી લાલને પંખો ઉડાવું: હોરાજ— થઇ ગરમી૦
આ પંખો લઈને સુથાર ઘેર ગઇતી,
પંખાને દાંડી લગાવી હોરાજ— થઈ ગરમી૦
આ પંખો લઇને દરજી ઘર ગઈતી,
પંખાને ઝાલર સીવાડી હોરાજ— થઈ ગરમી૦
મદન—પંખાને વાયરે તન મનની શાંતિ,
જાણે ચોપાટી પરની ઠંડી હવા— ગઈ ગરમી૦

મદન-ધના-આશા૦— ૨૭

જરા જાગીરદારનું મોઢું જુવો ! !
જઈ બાયડી બદલે શોધો કુવો.
હાય શું કરૂં, હવે હું ક્યાં ઠરૂં !
હૈયે હામ શું ધરૂં, ટુંપો દઈ મરૂં, બહુ ડરૂં ! !
સાણસામાં સપડાયો છે સાપ.
ભૂલશો ખોડ હવે આપો આપ.
લે વહુને મળીજા, જા અહીંથી ટળી જા.
જીવતો તું મરીજા.
પાપનાં પોટલાં બાંધતો જા-જરા૦



# અંક ત્રીજો.



ગૌરી— ૨૮

ચિત્ત લીધું ચોરી ચતુરે હું દિવાની થઇ ફરૂં,
પ્રેમ ઘેલી થઇ ફરૂં.
નયનમાં તે દિવ્ય મૂર્તિ, પળપળે જોયા કરૂં,
નીરખીને મોહ્યા કરૂં,
દીલ દરિયાના પ્રેમમોતી, અર્પી પીયુને સંચરૂં.
લાગી લગની લાલ તમારી, ઝંખી ઝંખીને મરૂં.
પ્રાણ મારા પાથરૂં.—ચિત્ત૦

ગૌરી— ૨૯

ઉડી ઉડી આશા કેરી છાંયરે,
ઉનાળો દુઃખનો આવીયોરે બેની.

સખીઓ—છાની છાની આંસુડા ના પાડરે.
આંસુડા તુજને બાળશે. ઓ બેની

ગૌરી——દોરી અભિલાષાની, તોડી પ્રેમ પાશની,

ખંડિત કરી આ ચક્રવાકનીરે જોડલી,
વેરણુ બની ભુંડી ભાવિની. ઓ બેની—ઉડી૦

સખીઓ—શાને અકળાય છે, વિધિ વશ થાય છે,
લખાએલ લેખ ના ભુંસાય છે રે સજની,
સરખો સમય કોનો જાય છે. ઓ બેની—ઉડી૦

મત્સ્ય-શાંતનુ ૩૦

ઇંદુ તમે, હું ઇંદુકળા વિમળા,
અંબુદ આપ, ને હું ચપળા,
પ્રેમની મુરતિની ખુબ સુરતી
અંતર ઝળકે ઝળાં ઝળાં—ઇંદુ૦
મોરલા મારા, હું ઢેલ તમારી.
ચંપક આપ, હું કેળ બિચારી.
વાહ, વાહ, વાહ, ! !
રઘુરાય સહાય નકી કરશે.
સતી જાનકી વારે સંચરશે.
દુઃખ હરશે, સુખ કરશે,
મન ઠરશે. ઇંદુ તમે૦

મદન-ધનાશ્રી— ૩૧

હું તો જાણે નવ જોબન નાર.
બની કેવી અલબેલી, મીઠી રસવેલી
બની મદઘેલી, મારૂં નયન કટાર
હાય હાય.
દિવાના સહુ કોને બનાવું
ભલભલા લટકે લોભાવું
વારૂ પછી ?
ઘુવડ ઘરડાને લલચાવું,
મન માનીતા રંગ ઝમાવું.
વાહ વાહ ! !
એના ભાર નથી બસ ખલાસ.
ઝટ કરૂં હું એને ખ્વાર—હું તો.

ઘમસાણ— ૩૨

મટકાળી, ચટકાળી, લટકાળીરે
ઘુમટો ઉંચો ઉંચો લે નખરાળી–મટ૦
હું તારો મજનુ, તું મારી લયલા

હું તો સદેવંત, તું સાવળીંગા.
આહા આંવા, ઓહા એહો
સહુ પુંજી મેં નાખી ઓવારી રે-ધુમટો૦

મદન—

ધનાશ્રી બદલે ધનાશ્રો જોશે.
છોડો વાળીને પછીથી રોશે.
જર જમીન જોરૂ આ ચલીરે-ધુમટો૦

ગૈરી—

ખરે ખળ જગવ્યવહાર જણાય !
બનીને પાલક શું પલટાય.
સુકાયો પ્રેમદધી પળમાંય,
બિચારી મીન અતિ અકળાય.
શાંતનુ મિત્ર વીરધ્વજ કન્યા ગૌરી ઘણી ગુણવાન,
શાંતનુ પુત્રે પ્રેમમાં પાડી, થઇને ચતુર સુજાણ.
આજ શાણા થઈ વિસરી જાય-ખરેખળ૦
ગૌરી થઇ કુંવર પ્રેમમાં ડુલ,
પિતા પણ તેના થયા અનુકુળ,
ગૌરી અહોભાગ્ય ગણે નહિ ભૂલ,

31

ભાગ્ય કળો ખીલી થઈને પ્રફુલ્લ.
અણુખાયું,-વાદળ ચઢી આવ્યું, જાણી પ્રતિજ્ઞા વાત.
ભગ્ન થઈ આશાની મુર્તિ ગગન ઉડી સાક્ષાત
થઈ બ્રહ્મચારી સભામાં જાય.-ખરેખળ૦

સર્વે— 33

અખંડ શાંતિ પામો યુવરાજ,
માંડે ઝળહળવા અધિક શિરતાજ.
પુરા પ્રતાપ અમાપ વિરાજો અવિચળ
થાવ જગે જયકાર—અખંડ૦
સમાન દેવના, સમજી સેવના, પ્રીતનીતથી,
કરે આ સમાજ.

નાનાવિધ લઈ કુસુમ વધાવો.
રાજી થઇ ગાઓ રંગ ઉડાવો સૌ આજ.
સાની ધપ નીધ પમ ગમ ગરેસા
સાસા ગમ ગરેસા—અખંડ૦



# જાહેર ખબર

નીચે લખેલાં પુસ્તકો શ્રી નવીન [illegible] નાટક કંપની લીમીટેડનો મુકામ જયાં હોય ત્યાંથી રોકડી કિંમતથી મંગાવી લેવાં. વેલ્યુ પેબલ અથવા નોટ પેડ કાગળ લેવામાં આવશે નહિ.

| | | |
|---|---|---|
| ૧ | નૌતમ-ચંદ્ર— | ૦-૪-૦ |
| ૨ | ઉજ્જેણી યાને સોમનાથનો ઘેરો— | ૦-૩-૦ |
| ૩ | તારા-સુંદરી— | ૦-૩-૦ |
| ૪ | શારદા— | ૦-૩-૦ |
| ૫ | લવ-કુશ— | ૦-૩-૦ |
| ૬ | મનુ-મણી— | ૦-૩-૦ |
| ૭ | લીલા— | ૧-૩-૦ |
| ૮ | શ્રી સત્યનારાયણ— | ૧-૩-૦ |
| ૯ | વસંત સેના— | ૦-૩-૦ |
| ૧૦ | આતશી નાગ-( ઉર્દુ જબાનમાં ) | ૦-૩-૦ |
| ૧૧ | જહેરી છુરી-( ઉર્દુ જબાનમાં ) | ૦-૩-૦ |
| ૧૨ | સ્નેહલતા— | ૦-૩-૦ |
| ૧૩ | શકુંતલા— | ૦-૩-૦ |
| ૧૪ | નુરજહાન— | ૦-૩-૦ |

ઘેલાભાઈ દોલતરામ દલાલ.